# સજેડાસુણદર્શક

## નાટક.

આ લોકોપ[illegible] ૨..

રચનાર

**આર્ય હિતેચ્છુ સભાના**

**સભાસદો**



પ્રત ૫૦૦)

છપાવી પ્રસિદ્ધ કર્તા

**શ્રી ભરૂચ આર્ય હિતેચ્છુ સભા.**

:0:0:

ધી ભરૂચ "જ્ઞાનોદય" પ્રીંટીંગ પ્રેસમાં
ઈચ્છાલાલ અમૃતલાલ સુરતીએ છાપી.





સંવત ૧૯૪૩ સને ૧૮૮૬

કીમત ૬ આના.

૨૯૩૯

# સજોડાસુખદર્શક

નાટક.

આ લોકોપયોગી રત્ન
રચનાર
આર્ય હિતેચ્છુ સભાના
સભાસદો



(પ્રત ૫૦૦)

છપાવી પ્રસિદ્ધ કર્તા

[illegible] સભા.

# પ્રસ્તાવના.

હે આર્ય ભાઈઓ શહેર ભરૂચના નીચે લખેલા નાની વયના મિત્રોએ પોતાની પ્રાપ્ત થયેલી કેળવણીઓના ઉપયોગ કરવાના હેતુથી સને ૧૮૮૪ ની શાલમાં શ્રી આર્યહિતેચ્છુ સભા સ્થાપીછે. આ સભાના મેમ્બરોએ આર્ય ભાઈઓને અસર કરવાની ખાતર આ લઘુ ગ્રંથ બહાર પાડયો છે. સુગ્નુ અને ઉતસાહી પુરૂષ આ પુસ્તક વાંચીને સારા વિચાર લાવશે તથા સજોડા શોધશે. હે આર્ય ભાઈઓ અમારો કાંઈપણ દોષ તથા ચુક પડે તો હમારા પ્રથમના પ્રયત્નને માટે ક્ષમા કરીને તે બાબત સુધારીને વાંચવા તસ્દી લેશોજી. "તથાસ્તુ."

**પ્રમુખ**—હીમતલાલ માણેકલાલશાહ ઠો. લલ્લુભાઈનો ચકલો.

**મંત્રી**—ચુનીલાલ નાગરદાસ કીનારીવાળા. "

**કોસાધિપતી**—ચુનીલાલ જમનાદાસ છતીઆ, હારનીખડકી

ટા. . .

# પાત્ર.

નારણદાસ.........કંચન પુરીનો નગરશેઠ.

માણેકબાઇ ... ... તેની સ્ત્રી.

ગુલાબદાસ........તેનો પુત્ર.

દલપતરામ.......તેનો ગુમાસ્તો.

રામો... ..........તેનો ચાકર.

નગીનલાલ ... ...ચંપાવતી (કંચનપુરીથી ચારગાઉ)નો શેઠ.

શીવલક્ષ્મી........તેની સ્ત્રી.

કેશવલાલ........તેનો પુત્ર.

મોતી.............તેની પુત્રી.

નંદી<br>પાલી<br>ઉજમ } ........મોતીની બેનપણીયો.

ભીમો ............નગીનલાલનો ચાકર.

કસનદાસ<br>મકનદાસ<br>રતનલાલ } ......ગુલાબદાશના મીત્ર.

ત્રીપુણાશંકર......એક જોશી

# સજોડા સુખ દર્શક

## નાટક.



### અંક ૧ પેહેલો.



(મુખ્ય પાત્રો સાથે ગાય છે.)

**ધનાશ્રી.**

(પ્રભુ રીઝી સાહેયથજે જગરાય) એ રાગ.

પ્રભુ હમને સહાય થજે કીરતાર
સહાયે થજે કીરતાર, પ્રભુ.
અંતર જામી, અવીચળ નામી;
તુંજ રચનામાં નહીં કંઈ પાર; પ્રભુ.
વિનય પુર્વક માગી લઈએ છીએ;
વર્તાવ જયજયકાર. પ્રભુ.
આપ સત્તાથી કામ આરંભીયે;
પ્રણામ કરીએ તે સ્વીકાર. પ્રભુ.

# પ્રવેશ ૧ લો.

## સ્થળ કંચનપુરીની વાડી.

ગુલાબદાસ, તેના મીત્રો, મોતી તથા તેની બેનપણીયો.

( ગુલાબદાસ અને તેના મિત્રો ઘોડે બેસીને ફરવા જાય છે. )

**ગુલાબદાસ**—મીત્રો આજે શો આનંદનો દહાડો છે આજે આપણે ઘણા દીવસે સઘળા મીત્રો એકઠા થયા છીએ.

**રતનલાલ**—હા મિત્ર, આજે આપણે ઘણે દીવસે એક" હા થયા છીએ.

**મકનદાસ**—અરે ઓ ગુલાબદાસ ! જુઓ તો ખરા પેલી વાડી કેવી સુંદર ખીલી રહી છે ?

**ગુલાબદાસ**—હા, હા, કેવી સુંદર છે ચાલો મિત્રો આપણે તે વાડીમાં જઈને બેસીએ, આપણે આજે ઘણેદીવસે મલ્યા છીએ અને આજે ઘણો આનંદનો દીવસ છે.

### ચોપાઈ.

ચાલો મિત્ર મારા સૌ જઇએ, સર્વે બાગમાં દાખલ થઈએ;
ઘણે દીવસે એકઠા થયા, સર્વે દુઃખ મનમાંથી ગયા.
વાડી દેખી મન લલચાય, અંદર જવા મન બહુ થાય;
બેસી આંબા કેરી ડાલ , કોયલ ટહુકા કરે તત કાલ
ચંપો મરવો કેવો રસાલ , જાઈ જુઈ ચંબેલીનો તાલ

( સઘળા ઘોડા ઉપરથી ઉતરીને વાડીમાં દાખલ થાયછે, અને જરા બાગમાં ફરીને ખુરસીપર બેસેછે, એટલામાં રામો ઘોડા બાંધીને તેની પાસે આવે છે. )

**ગુલાબદાસ**—મિત્રો આજે મીજબાની કરવાનો સારોલાગછે.

**કસનદાસ**—હા ; લાગ તો સારોછે .

**ગુલાબદાસ**—વારૂ; શુ , શું મંગાવીશું !

**રતનલાલ**—પેલી સાત કાણાવાળી પુરી જેવી કાંઈ ચીજ આવેછે તે .

**કસનદાસ**—હા, હા તે તો ખાજા .

**મકનદાસ**—શું એ વાઘ બાધ્રછે કે ખાઈ જાય :

**ગુલાબદાસ**—બેસ,બેસ, ગધેડા જેવો બોલતા ચલીગયોકેશુ .

**કસનદાસ**—ચાલો, ચાલો, એ વાત જવાદો, આપણે આપણી વાત ચલાવો.

**મકનદાસ**—ઊભાથાઓ ચાલવા મંડી જાઓ, એને બીજા બાની અપાવવી નથી તેથી આપણુને કહેછે કેચાલો

**રતનલાલ**—વાહ, વાહ; મકનદાસ તને આડુ પાડતા ઠીકઆવડેછે ,છાનો માનો બેસતો હોય તો બેસ.

**ગુલાબદાસ**—મારા પીતા અમદાવાદથી મરકી લાવ્યાછે, જો તમારી મરજી હોયતો તે મંગાવુ .

**મકનદાસ**—શું તારા ઘરમાં મરકી આવીછે? કેટલા માણસનો ભોગ લીધો ?

**ગુલાબદાસ**—કેહેવતછે કે "કુત્રાની પુછડી ભોંયમાં દાટીએ તો એ વાંકીને વાંકી. "

**મકનદાસ**—તમને સઘલાને મારૂં મોં ગમતું નથી ત્યારે લ્યો આ ચાલ્યો,

**(એમ કહીને જાય છે.)**

**કસનદાસ**—સુખ પામો તો આવજો. (બીજા. સઘલાને કહે છે)—ગયો તો પાપ ગયું બોલો હવ શો વિચાર છે.( મકનદાસ થોડીવાર રહીને પાછો આવે છે અને સુનમુન જેવો એક ઠેકાણે બેસે છે. )

ગુલાબદાસ—રામા આપણે ઘેરથી મરકી લાવજે અને લે આ પાંચ રૂપીયા આપુછુ તેમાં એક રૂપીયાના ખાજા, અને બીજી કાંઈ મીઠાઈ લાવજે, અને બાકોના રૂપીઆનો મેવો, પાન, સોપારી, એલચી, કલગી, હાર વીગેરેલાવજે.

( રામો જાય છે. )

કસનદાસ—કેમ મકનદાસ ભાઈ આવી પહોંચ્યા કે.

મકનદાસ—હા, મેહેરબાન ખુશછો કે ના ખુશ.

કસનદાસ—વાહ ! એમ બોલોછો ?

રતનલાલ—અરે ઓ ગુલાબદાસ લોટોબોટો મંગાવ્યો કે નહીં અહીંઆ કુવો તો છે.

(રામો પ્રવેશ કરેછે.)

રામો—લ્યો શેઠ આ લાવ્યો.

ગુલાબદાસ—મુક અહીંઆં અને લોટો લઈ આવ્ય.

ગુલાબદાસ—કેમ મિત્રો શી આજ્ઞાછે આપણે સઘલા એકઠા ભોજન કરીએ કે જુદા.

કસનદાસ—થાલીઓ કેટલી છે તે પ્રમાણે વિચાર.

રતનલાલ—અરે મિત્રો આજે આપણે ઘણે દીવસે એકઠા થયા છીએ, માટે ભેગા બેસીને ખાઈએ તો બહુ સારૂં.

મકનદાસ—વાહ ! વાહ ! મીયાભાઈની મીજલસ તો સારી ભરાઈ છે.

ગુલાબદાસ—(પોટલી છોડે છે અને એક મોટી થાલીમાં સઘલું પીરસીને )મિત્રો લેવા માંડો.

મકનદાસ—બીસમિલ્લા( એમ કહી નીચે લખેલો શ્લોક ગાય છે.

## શ્લોક.

વીશંગ લાડુ કુડંચ શાક, શેર સામગ્રી બશેર ભાત;
પાશેર કકડા ગડંચ પાણી, એમ વદે મકનદાસ વાણી;

**રતનલાલ**—વાહ, વાહ, શ્લોક તો બહુ મજાનો ગાયો.

**( રામો પાણી લઈને આવે છે. )**

**મકનદાસ**—લ્યો કસનદાસ તમારે જોઈશું કે હું પીઉં.

**કસનદાસ**—તમને તરસ લાગી હોય તો તમે પીઓ.

**મકનદાસ**—

## સાર્દુલ વીક્રીતછંદ.

વાઢું પેટ હવે પડયું મુજતણું, લાડુ જમ્યો હું ઘણાં;
સાકો સુંદર જાતના પીરસ્યા, માંહે તલ્યાતા ચણા.
ચોખા ઉજવળ જોઈને ખુશી થયો, નેત્ર કહ્યું ના કરે;
આવું ભોજન જો નિત્ય મલે, તો જીવ મારો ઠરે.

(બધાં પાણી પીને પાન સોપારી ખાઈ હાર તથા કલગી ઓ લઈ વાડીમાં ફરે છે) તે વખતે.–

**રતનલાલ**—

## તોટકછંદ.

મગ શીંગ સીતાફલ રાયણ છે,
રીંગણા તુરીયા કર્મદા કણ છે;
તડબુચ રતાલુજ કાકડી છે,
વલી સુરણ બોરજ પાપડી છે.

(સર્વે મીત્ર મંડલ વાડીમાં ફરતું હતું તેવામાં મકનદાસને ઘેરથી તેડ઼વા આવે છે) મકનદાસ ઘેર જાયછે, એવામાં છોકરીઓનુ ટોલું સામું આવે છે તેમાંથી એક ચતુર છોકરી (મોતી) જે પોતાના પાસેના ગામમાંથી આવેલી છે તે બોલે છે.

**ચતુર છોકરી (મોતી)—**

### દોહરો પ્રશ્ન.

શત આઠ પરોવ્યા ગુળિયે, નારી કહાવે નામ;
હાથમાં રાખીશ હેતથી, જુગતે આઠે જામ.

આ સાંભલી ગુલાબદાસના બધા ભાઈબંધો આશ્ચર્ય પામ્યા પણ તેણીએ કહ્યું તે કોઈ સમજી શક્યું નહીં; પણ ગુલાબદાસ સમજ્યો ને નીચે પ્રમાણે જવાબ આપ્યો.

**ગુલાબદાસ—**

### દોહરો ઉતર.

હોય ખરૂં મન તો મલે, ઈશ્વર આપો આપ;
માનનિ તેં માલા કહી, જપતા છુટ પાપ.

**ચતુર છોકરી (મોતી)**

### દોહરો પ્રશ્ન.

જેને ખાધે વિખ ચઢે, તેનો શત્રુ થાય;
તે ઉપર વાહન કરે, કરજો તુંજ રક્ષાય.

**ગુલાબદાસ—**

### દોરરો ઉતર.

અહિને ખાધે વિખ ચઢે, ગરૂડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, જરૂર તે જદુરાય.

**ચતુર છોકરી (મોતી)—**

### દોહરો પ્રશ્ન.

નારી બોલી નેહશું, જોછો ચતુર સુજાણ;
પાંચ પપ્પા પ્રીય પુરૂષને, તેના કરો વખાણ.

**ગુલાબદાસ—**

### દોહરો ઉતર.

પાન, પાગને પદમણી, પરીમલ ને પોશાક;
પાંચે પ્યારા પુરૂષને, સાચુ સમજી રાખ.

**ચતુર છોકરી ( મોતી )—**

**દોહરો પ્રશ્ન.**

ધન્ય ધન્ય તારી સુઝને, ધન્ય ધન્ય કુમાર;
પ્રમની વાહલા પાંચ ક, એ તો હવે ઉચાર.

**ગુલાબદાસ—**

**દોહરો ઉતર.**

કાજલ કંકુ કંચવો, ત્યા કસુંબો કંથ;
પાંચે વહાલા પદમની, શુણ તું જે પુછંત.

( ગુલાબદાસ તથા મોતી એ બનેના મન આવા સવાલ જવાબથી એવા તો પીગળી, ગયા હતા કે એક એકને શમસ્યામાં પોતાની જોડે હતા તેઓને કહાડી મુકવાનું સમજાવ્યું.

**ગુલાબદાસ—** ( પોતાના મત્રોને કહે છે ) તમે સઘલા જઈને ઘોડાપર બેસે, મારે માલીની પાસેથી ફુલ લેવા છે, તે લઈને હું આવુંછુ.

**( બધા જાય છે. )**

મોતીપણ પોતાની બેનપણીઓને સમજાવીને રજા આપે છે.

**ગુલાબદાસ ( ભેટી ( મોતી ) પડી)**—હે પ્યારી તારાપર મારૂં મન બહુ લલચાયું છે.

**મોતી**—હા પ્યારા તમારા જેવા સ્વામીનાથ મને કોઈ દીવસે ન મલે, માટે મારે તમારી જોડે પરણવાની ઘણી ઇચ્છા છે.

**ગુલાબદાસ**—પ્યારી તારાથી બનતી કોશીશ તું કરજે અને મારાથી બનતી કોશીશ હું કરીશ, મારા મિત્રો મારીવાટ જુએછે માટે હવે તો હું જાઉંછું.

( બંનેજણા પોત પોતાને ઘેર જાય છે. )

—:o:—

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, મોતીનો ઓરડો.

મોતી અને શીવલક્ષ્મી.

મોતી શોકાતુર થઈને બેસી રહીછે,એટલામાં એની મા આવેછે.

**શીવલક્ષ્મી**—બેટા મોતી, આજે તું ઉદાસ કેમ દેખાયછે. દર રોજ તારૂં મોઢું ચંદ્રના પ્રકાશ જેવું જો ઊંધું, અને આજે તો ફીકકુ દેખાય છે.

**શીવલક્ષ્મી બોલેછે ( મનમાં )**—

### ચોપાઈ.

શીવલક્ષ્મી કરેછે વીચાર, ચંદ્ર બદન મૃગ લોચન નાર;
ત્રણ દિવસ અન્ન વિના એહ, કોમલ મુખ કરમાણું તેહ;
સ્રી દુ:ખ પામી અતી ઘણું, પોતે મન જાણ્યું તે તણું.

**શીવલલક્ષ્મી**—બેટા મોતી, જો તું રૂએ તો મારી પ્રતિજ્ઞા છે. તારે શું દુ:ખછે તે મને કહે.

**મોતી**—માતાજી કાંઈ કહેવાની વાત નહી; તે વાત કહેતા મારી જીભ ઉપડતી નથી.

( એમ કહી રડવા માંડેછે. )

**શીવલક્ષ્મી**—જ્યારે તું મારે મોઢે નહીં કહે ત્યારે તું કહોને મોહડે કહેશે.

**મોતી**—

### લલીતછંદ.

અરર હાયરે, હાય હાયરે, અરર કાલજું, ખાખ થાયરે
સુખદ માહરા, ટાલીયા ખરે, માત માહરી, જીવ જાયરે
દુ:ખ ઘણું નહીં, મોંતનું ખરે, દુ:ખ ઘણું નહીં, જીભ કાતરે

દુઃખ ઘણું નહીં, શીર રોગનું, દુઃખ ઘણું પતી, ના સિવાયનુ.

**શીવલ્ક્ષ્મી**—બેન તું એટલું બધું કલ્પાંત શાને વાસ્તે કરેછે. આજ તારા બાપને કહીને વીવાહની ગોઠવણ કરીશું; તું ચીંતા કરમાં, ચિંતા કર્યાથી કેટલા બધા ગેર ફાયદા થાયછે તે સાંભલ—

### દોહરો.

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.
અન્ન પાણી ઈચ્છે નહી, સુખ નીદ્રા નવ થાય;
એક વાત સુઝે નહીં, ચિત્ત લાગી ચિંતાય.

**(એમ કહી શીવલ્ક્ષ્મી મોતીને છાની રાખીને જાયછે.)**

———:o:———

## પ્રવેશ ૩ જો.

### સ્થલ નગીનલાલની વખાર.

શીવલ્ક્ષ્મી, નગીનલાલ

**શીવલ્ક્ષ્મી**—શેઠ, તમારા મનમાં આપણી મોતીની ફીકર થતીજ નથીં, નવ વર્ષની તો થવા આવી.

**નગીનલાલ**—આપણી ન્યાતમાં કયા કયા વરછે.

**શીવલ્ક્ષ્મી**—આપણી ન્યાતમાં એક તો નવલચંદનો છોકરો મણીભાઈ, બીજો પરસોતંમદાસનો છોકરો કેવલરામ, ત્રીજો નારણદાસનો છોકરો ગુલાબદાસછે આ ત્રણ લાયકછે.

**નગીનલાલ**—મારો તો વિચાર નવલચંદના છોકરા મણીભાઇ વેરે થાયછે.

**શીવલક્ષ્મી**—જેવી, તમારી મરજી, પણ મોતીને પુછી તો જોઉં.

**( શીવલક્ષ્મી ઘેર જાય છે. )**

———:O:———

## પ્રવેશ ૪ થો.

### સ્થલ મોતીનો ઓરડો.

શીવલક્ષ્મી, મોતી.

**શીવલક્ષ્મી**—બેટા, મોતી ઉદાસથા માં, મેં ને તારા બાપે તારા વાસ્તે સારા કુલવાન કુંટુંબના નવલચંદના છોકરા મણીભાઈ વેરે ધાર્યુંછે.

**મોતી**—મા, આપણી ન્યાતમાં કેટલા કુલીન વરછે.

**શીવલક્ષ્મી**—નવલચંદનો છોકરો મણીભાઈ, પરસોતમદાસનો છોકરો કેવલરામ, તથા નારણદાસનો છોકરો ગુલાબદાસ આ ત્રણ લાયકછે.

**મોતી**—મા એ ત્રણમાંથી ગુલાબદાસ ફુટડો, વિદ્વાન અને ચતુરછે.

**શીવલક્ષ્મી**—બેટા, તેં કહ્યું તે વાતતો ખરી, પણ તે કુલીન નથી.

**મોતી**—કુલીનને શું રડવો છે, ચતુર અને વિદ્વાન હોયતો ગમે તેમ પેદા કરે.

**શીવલક્ષ્મી**—ઠીક છે વારૂ, હમણાતો ત્રણેના જન્માક્ષર મંગાવું છું, પછી જેના હલતા આવે તે ખરા.

**મોતી**—પછી ગમે તે થાય પણ મારૂં મનતો નારણદાસના છોકરા ગુલાબદાસ ઉપર છે.

( સીવલક્ષ્મી જાય છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ જોશી (ત્રીપુણા શંકર) નું ઘર.

જોશી, મોતી.

મોતી પોતાની મા ગઈ કે તરત જોશીને ઘેરગઈ.

**મોતી**—જોશી મહારાજ નમસ્કાર.

**જોશી**—આવો બેન, આજે ક્યાંથી ભુલાપડયા.

**મોતી**—મહારાજ મારા પીતા આજે તમને જન્માક્ષર જોવા તેડવાના છે માટે મારૂં કહ્યું કરો તો કહું, ને જો તે કરશો તો હું તમને ખુશી કરીશ.

**જોશી**—કહોની બેન,

**મોતી**—મહારાજ જ્યારે તમે જન્માક્ષર જુઓ ત્યારે પેલા નારણદાસના છોકરા ગુલાબદાસના જન્માક્ષર મલતા આવેછે એમ કહેજો.

**જોશી**—વારૂં બહેન,

**( મોતી ઘેર જાય છે. )**

———:o:———

## પ્રવેશ ૬ થો.

### સ્થલ, નગીનલાલનું ઘર.

શીવલક્ષ્મી, નગીનલાલ, જોશી, ભીમો.

**શીવલક્ષ્મી**—પ્રાણપ્રીય, તમે પેલા ત્રણ જણના જન્માક્ષર મંગાવ્યા કે ?

**નગીનલાલ**—હા, પ્યારી મંગાવ્યા તો ખરા.

**શીવલક્ષ્મી**—ત્યારે તમે આપણા ભીમાને કહો કે ત્રીપુણા શંકર જોશીને તેડી લાવે.

**( ભીમો જાયછે ને જોશીને તેડીને પાછો આવેછે.)**

**નગીનલાલ**—પધારો મહારાજ, ભલે પધાર્યાં, આપણા પ ગલાં મારે ત્યાં ક્યાંથી, આજે મારૂં ઘર આ પે પાવન કર્યું; તેથી હમને ઘણો આનંદ થયો છે.

**ત્રીપુણાશંકર**—યજમાનરાજા, શી આજ્ઞાછે,

**નગીનલાલ તથા શીવલક્ષ્મી**—(જન્માક્ષર આપીને.)

(લાગીછે તરસ ભાઈ પાણી પા)એ રાગ.

જોજોજોજોરે જન્માક્ષર પ્રીત કરી, પ્રીત કરી હેત ધરી. જો.
સાચે સાચુ કહેજો હમને, ના રાખશો તમે કંઈ ખામી. જો.
હલતુ આવે તેમ તમે કરજો, તેની ખબર તમને તો ઘણી. જો.
દક્ષણાની કાંઈ લાલચ ના કરસો, સાચે સાચુ કહેજોજી. જો.
આપ મોટા કહાવો જગતમાં, તમારીરે આણ ફરી જો.
અમે તમારે ભરોસે છઈએ, માટે કૃપા કાંઈ કરજોજી. જો.

**ત્રીપુણાશંકર**—યજમાનરાજા, મારી પાસે બીજાના જેવી, રીત નથી હું તો ખરે ખરૂં હશે તેવું કહીશ.

**ત્રીપુણાશંકર**—(ધીમે ધીમે બોલેછે) ધન મકર ને કુંભ, નવલચંદછે સુમ, માટે સારૂ નહીં, ધન મીન ને મેશ, પરશોતમછે નેશ, માટે સારૂ નહીં. કન્યા તોલાનો વારો, ને નારણદાસછે સારો.

**શીવલક્ષ્મી**—કેમ મહારાજ કેમ થયું. ખરે ખરૂં કહેજો પછી નહી તો કહેવતછે કે "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એમ કરતા નહીં.

**ત્રીપુણાશંકર**—યજમાનરાજા, જો ખરૂં પુછાવો તો નારણદાસના છોકરા ગુલાબદાસ સાથે મળતા આવેછે. આ થયા પછી શીવલક્ષ્મીએ જોશી મહારાજને શ્રીફલ તથા દક્ષણા આપી વીદા-

એ કર્યાં; અને ત્યાર પછી નગીનલાલ ઉઠીને નારણદાસને ત્યાં ગયા.

———:o:———

## પ્રવેશ ૭ મો.

### સ્થલ નારણદાસનું ઘર.

નારણદાસ, નગીનલાલ, તથા માણેકબાઈ.

**નગીનલાલ**—શેઠ સાહેબ, આપણને એક વીનંતી કરવાની છે કે આપણે ત્યાંથી જે જન્માક્ષર મંગાવ્યા હતા; તે અમારી પુત્રી મોતી વેરે મલતા આવ્યા છે. માટે આપ લગનના સામાન તૈયાર કરાવો.

**(એમ કહીને રૂપીયો આપીને ચાંલો કરીને ઘેર જાયછે.)**

**માણેકબાઈ**—કેમછે શેઠ પેલા નગીનલાલ આવ્યા હતા તે શું કરી ગયા.

**નારણદાસ**—આપણા ગુલાબદાસનો વીહવા કરવા આવ્યા હતા, તે રૂપીઓ ચાંલો કરીને ઘેર ગયા. હવે આપણે ઘેર કંસાર કરો.

———:o:———

## પ્રવેશ ૮ મો.

### સ્થલ, ગુલાબદાસનો બંગલો.

ગુલાબદાસ, ટપાલવાલો સિપાઈ તથા ગુલાબદાસના મિત્રો, અને રામો.

**રામો**—( ગુલાબદાસને બેઠેલો જોઈને ) સલામ સાહેબ, એક કાગલ લઈને ટપાલવાલો સિપાઈ આવ્યો છે.

જો આપણી મરજી હોય તો હું તેને આપ
ની આગલ હજર કરૂં.

**ગુલાબદાસ**—( આશ્ચર્ય પામીને ) કયાંછે? જા તેને જઈને
અહીઆ તેડીલાવ.

રામો—જેવો આપનો હુકમ ( એમ કહીને જાયછે અને ટ
પાલવાલા સિપાઈને મોકલેછે. )

**ટપાલવાલો સિપાઇ**—એ રજીસ્ટર કાગજ આયાહૈ સો
મહેરબાની કરકે ઈસમે સહી કરદો.

**( તે રજીસ્ટર કાગલમાં ગુલાબદાસે સહી કરી
એટલે તે ગયો. )**

**ગુલાબદાસ**—( કાગલ ફોડીને નીચે પ્રમાણે વાંચેછે. )

" સૌભાગ્ય રક્ષક શ્ક્ષુતેજ વિદ્યા સાગર પ્રિય પ્રાણનાથ "

**માલીની છંદ.**

પરમ પ્યારા અમારા, પ્રાણ આધાર પ્યારા,
સકલ ગુણથી સારા, નેણના નાથ તારા,
તમ સમ જગમાંહી, વસ્તુ પ્યારી ન બીજી,
ધરી ચિત્ર નીજ ધ્યાને, ગુણ ગાઉછું રીઝી. ૧
પર ભવની પ્રકાશી, પ્રીતડી આ પ્રસંગે,
નર બીજા તજી હું, રાચિછું આપ રંગે,
પરમ પ્રિય કૃપાળુ, મારી સંભાલ લેજો,
ખાંપણ કંઈક દેખો, સમજાવી શીખ દેજો. ૨

" પ્રિય સ્વામીનાથ હું એવી આળસુ છું કે મારાથી તમને એકપણ કાગળ લખી શકાયો નથી. માટે હું આપનીપાસે નમ્રતા પુર્વક માફ માગુંછું. હું આ ભવતો આપની દાસી થઈ ચુકીછું. મેં મારી દેહ આપને અર્પણ કરીછે. આપ મારા હૈયાના હાર છો, આપ મારા પ્રાણ છો, હું આ

પને સરણે છું, આપ મારા સરદાર છો, આપ મારા આધાર છો, આપ મારા વહલા છો, આપ મારા માથાના મુગટ છો, તેથી હું આપને ઈશ્વર કરતાં અને મારા તન, મન, ને ધનકરતાં પણ વધારે પ્યારા ગણું છું. હું આપનું જ્ઞાન જોઈને મોહ પામીછું. પ્રાણનાથ આપ મને ચૌટાની અંદર માતાના મંદીરમાં સાંજરે ચાર વાગે મુજ સરખી અબળા પર કૃપાકરી મલવા પધારશો. પ્રાણુનાથ હું હવે આપને બહુ તસ્દી ન આપતાં મારી કલમ બંધ કરૂં છું."

લી० આપની સદા વાએદાર, વિયોગી, અને
આજ્ઞાંકીત દાસી.
મોતી નગીનલાલના પાય લાગી પ્રણામ.

ગુલાબદાસ—(મનમાં)મારી પ્રાણપ્રીયા તને ધન્યછે. તેં જે લખ્યુછે તે માહરા હૃદયમાં કોરાઈ ગયુ છે. આહા હા હા!! શા મજાના અક્ષરછે અક્ષરનો મરોડ કેવો સારોછે! એનું લખાણ પણ કેવું સારૂંછે? મારાથી પણ આવું સારૂં લખાણ થઈ શકે તેમ નથી; કાગલને મથાળે કેવું મજાનું એક વાકય લખ્યુંછે. આહા હા હા!! પરમેશ્વર તને ધન્યછે.

ગુલાબદાસ—

## રોળાવૃત.

અરે દયાના સિંધુ, દયા તેં જબરી કીધી;
રાંક હાથ તેં મણી, તણી બક્ષીક્ષજ દીધી;
શું જાગુંછું અરે, ખરે નિદ્રામાં સુતો;
શું આ સ્વપનુ હશે, ઘેલો શું નથી હું તો. ૧
શું પ્યારીનો પત્ર, હેત રસ પુરણ ભરિયો;
હશે એતો શું નહીં, સ્નેહ જળ ભરિયો દરિયો;

આ શું અક્ષર હશે, હશે મોતીના દાણા;
પણ ઉપન્યો સંદેહ, શકે ભાગી કોશાણા. ૨
કાંઈ કપટ એ માંહી, ચરીત્ર પ્યારી એ કીધું;
કાગલ કરી સમુદ્ર, મન મારૂં હરિ લીધું;
અરે મૃગ લોચની, મંત્ર જંત્રમાં પુરી;
ભુલ્યો શરીરનું ભાન, બહુ વિધ થઈ મમબુરી. ૩

**કસનદાસ**—ગુલાબદાસ, પરમેશ્વરની મેહેરબાની વહારાપર તો ખુબછે. કેમકે તારો વીવાહ તો હમણા થયો છે, અને અત્યારથી તે આવો સુંદર કાગલ લખેછે.

**રતનલાલ**—મેંતે હજુ એની વહુને પણ જોઈ નથી.

**મકનદાસ**—આપણે પણ ધંટીના ભાઈ પડ જેવા છઈએ.

**કસનદાસ**—હજુ તમે નથી જોઈ ! તે દહાડે વાડાની અંદર સવાલ જવાબ થયા હતા, તે નથી જાણતા.

**રતનલાલ**—હા, હા, તેજકે તેનું નામ તો મોતી.

**મકનદાસ**—ચાલો એનું તો કામ થયું.

**(સર્વે જણ જાયછે ને ગુલાબદાસ જમવા જાયછે.)**

---

## પ્રવેશ ૯ મો.

### સ્થલ, રસોડું.

માણેકબાઈ, ગુલાબદાસ.

**માણેકબાઈ**—ભાઈ તું કયાં ગયો હતો અને આટલી બધી વાર તને કેમ લાગી !

**ગુલાબદાસ**—કંઈ નહીં જરા મારા ઓરડામાં મારા ભાઈબંધો આવ્યા હતા તેથી વાર લાગી.

**માણેકબાઈ**—ચાલ ભાઈ, અબોટીઉ પહેર ને જમીલે.

(ગુલાબદાસ જમવાને બેસેછે ને માણેકબાઈ ગુલાબદાસની થાલીમાં કંસાર પીરસેછે તે જોઈને ગુસાબદાસ (અજાણ્યો થઈને) પુછેછે.)

**ગુલાબદાસ**—મા, આજે કેમ કંસાર ર્ક્યો?

**માણેકબાઈ**—આજ તો તહારો વિવાહ થયોછે.

**ગુલાબદાસ**—કોને ત્યાં?

**માણેકબાઈ**—નગીનલાલની છોકરી મોતી વેરે.

**(ગુલાબદાસ આનંદમાં જમી ઉઠેછે.)**

——:o:——

## પ્રવેશ ૧૦ મો.

### સ્થલ નગીનલાલનું ઘર.

મોતી, નગીનલાલ, કેશવલાલ, સીવલ્ક્ષ્મી, અને પાછલથી જોશી.

**શીવલ્ક્ષ્મી**—પ્રાંણુ પ્રીય હવે સામનતો બધો તૈયાર થયો છે. હવે લગનનું મહુરત જોવાને જોશીને તે ડાવી મંગાવો.

**નગીનલાલ**—અલ્યા કેશવ જા ત્રીપુણાશંકર જોશીને તેડી લાવ.

**(કેશવ જઇને ત્રીપુણાશંકર જોશીને તેડી લાવેછે.)**

**ત્રીપુણાશંકર**—યજમાન રાજા શી આગ્રા છે.

**નગીનલાલ**—મહારાજ, આપણી મોતીના લગનનું મહુરત જોઈ આપો.

**ત્રીપુણાશંકર**—એક હાથમાં જન્માક્ષર લઈને બીજે હાથે વેઢા ગણેછે અને કહેછે જુઓ બાઇ મહુરત તો આ મહીનામાં બે આવે છે, ભાદવા સુદ ૩ ને ૧૩, ત્યારે તમને જે પસંદ પડે તે રાખો.

**શીવલક્ષ્મી**—આપણા ઘરમાં સામાન તેયાર છે માટે લગ્ન (૩) ત્રીજના રાખો.

**નગીનલાલ**—રાંડ, વેહવણને ત્યાં પુછીઆવી,સામાન તેયાર કર્યો કે નહીં.

**શીવલક્ષ્મી**—ના,(ભીમાને) અલ્યા ભીમા જા, અને વહેવાઈને ત્યાં પુછી આવ.

**( ભીમો જાયછે ને પુછીને આવેછે. )**

**નગીનલાલ**—કેમ અલ્યા, કેમ થયું.

**ભીમો**—શેઠ, તેમને ત્યાં તો બધું તૈયારછે.

**શીવલક્ષ્મી**—ત્યારે તો ત્રીજનુ મહુરત બહુ સારૂં.

**નગીનલાલ**—જાઓ જોશી મહારાજ વહેવાઈને ત્યાં લગનપત્રીકા આપી આવો.

**( જોશી મહારાજ જાયછે. )**

———:o:———

## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ નારણદાસનું ઘર.**

જોશી, નારણદાસ, માણેકબાઈ.

**જોશી**—યજમાનરાજા, જય થાઓ જય થાઓ.

**નારણદાસ**—કોણ ? જોશી મહારાજ કે !

**જોશી**—લ્યો, આ નગીનલાલને ત્યાંથી લગ્નપત્રીકા મોકલ વીછે

**નારણદાસ**—અલી સાંભલેછે કે ! અખ્યાણું લાવ,અને જોશીને આપ.

**માણેકબાઈ**—હા, લાવી.

ત્રીપુણાશંકર વાંચેછે, એટલામાં માણેકબાઈ અખ્યાણું લઈને આવેછે અને જોશી તે લઈને આશીરવાદ દઈને ચાલ-

વા માંડે છે.

નારણદાસ—ચાલો ત્રીજના લગન ઠર્યાં તો વહેલા વહેલા પતી જઈશું.

માણેકબાઈ—હા, પણ તમે જાઓ, અને આજેને આજે વાજા, બગીઓ, નગારા, ખટારા, આતસબાજી, વગેરે પઠી લાવો

નારણદાસ—હું જમીને જાઉંછું.

(નારણદાસ જમીને બહાર જાયછે.)

———:o+ ‡o‡+ o:———

## પ્રવેશ ૧૨ મો.

### સ્થલ માતાનું મંદીર.

ગુલાબદાસ, મોતી.

(મોતી પાસેના ગામમાંથી માતાની પુજા કરવા આવીહતી અને પુજા કરી રહયા પછી ગુલાબદાસની વાટ જોતી બેઠી હતી, એટલામાં ગુલાબદાસ આવી પહોંચેછે.)

મોતી—(ગુલાબદાસને જોઈને) આવો, પ્યારા આપ મુજ સરખી ગરીબદાસી ઉપર મહેરબાની કરીને પધારયા તેથી મને ઘણોજ આનંદ થયોછે. બીજુ આપણા લગન આવતી કાલના ઠર્યાછે તેથી કરીને મને ઘણીજ ખુસી ઉત્પન્ન થઈછે (મોતી વાત કરેછે એટલામાં એક છોકરીઓનું ટોળું આવી પહોંચેછે તે જોઈને ગુલાબદાસ તથા મોતી વીખુટા પડી જાયછે.)

———:o+ ‡o‡ +o:———

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ, (કંચનપુરીમાં) નારણદાસનું ઘર.

નારણદાસ, ગુલાબદાસ, માણેકબાઈ તથા દલપત્તરામ.

**નારણદાસ**—કેમ, ગુલાબદાસ હવે તને કેટલી વાર છે.

**ગુલાબદાસ**—પીતાજી હું તો તૈયારછું.

**માણેકબાઈ**—( ગુલાબદાસ )ચાલો હવે તને પીઠી ચોલીએ.

( એટલામાં દલપત્તરામ નારણદાસ ગુલાબદાસ અને બીજાબૈરાંઓ વગેરે બેઠાછે ત્યાં આગલ આવીને પોતાના શેઠને સલામ કરીને )

**દલપત્તરામ**—શેઠ, બધો સાજ સમાન, સાજન માજન તેયાર થવુંછે અને તેઓને પાન સોપારી આપવાને માટે કોઈને મોકલો બારણે હાથીઓ પણ ખુબ આવ્યાછે, ડંકા નીશાનનો તો પારજ નથી, અને જુઓ બારમા નંબરની પલટણો આપણા ગુલાબદાસનાં લગનમાં કેવા ખુશકારક મનોરંજક વાજા વગાડેછે, તથા બગીઓ, ગાડીઓ ઘોડાઓ, પાલખીઓ, વગેરે પણ ખુબ આવ્યાછે.

**નારણદાસ**—જાઓ ત્યારે પેલા કબાટમાંથી પાન સોપારી, કલગીઓ તથા ગુલાબદાનીછે તે લઈને જાઓ અને સઘલાને માન દઈને આપો, એટલે અહીંઆ ગુલાબદાસ નાહી કરીને તૈયાર થાયછે.

**( દલપતરામ જાયછે અને પાન સોપારી તથા કલગીઓ વગેરે આપેછે. )**

આ વખતે બૈરાંઓ તરફથી ખુશીનો પોકાર થઈ રહયો છે; એટલામાં નારણદાસે આવીને વરઘોડો ગોઠવાવ્યો. ત્યાર પછી ગુલાબદાસના મામાએ ગુલાબદાસને ઘોડાપર બેસાડયો કે તરતજ વાજા, પડઘમ, ઢોલ, નગારાં, ડંકા, વાગી રહયાછે, તથા આતશબાજી ફુટી રહીછે, એવી રીતે વરઘોડો આગલ ચાલવા માંડયો; આગલ ચાલતા ચાલતા ચંપા નગરીની ભાગોલ આગ

જા વરઘોડો આવી પહોંચ્યો એટલામાં ખબર બાયલો પંડયો; ન ગીનલાલના ઘર આગલ જઈને નીચે પ્રમાણે કહેછે.

**બાયલો પંડયો**—" આવી જાન બજારનાં શેઠ તણી, લોક
" સહુ આદરી, બીડી ઉ-તમપાનની બહુ ભલી
"ચાલે ઘણી સુંદરી પેહેર્યાં ભુષણ અંગવસ્ત્ર સ
" જીને, ચિત્રી વિચિત્રી ભલા, ગાતાં ગીત વિવા
" વિવેક સઘળાં કર્યાં સદા મંગળ. "

——:o+ ‡o‡ +o:——

# પ્રવેશ ૨ જો.

## સ્થલ ચંપાનગરી.

નગીનલાલ, નારણદાસ, મોતી, ગુલાબદાસ, બ્રાહ્મણો તથા જાનઇયાં.

નગીનલાલને ખબર પંડયાએ આવીને જે કહયું તે સાંભલીને પોતાંની સાથે સગા વહાલાઓને સાથે લઈને પડઘ મ, પોતાની નીશાન તથાઢોલસાથેસામાતેડવાગયાઅનેજ્યારે નાર ણદાસ વીગેરેને જોયા, તે વખતે ત્યાંઆગલ ઘણોજ ખુશીનો પોકાર થઈ રહયો હતો, નગીનલાલ નારણદાસ તથા તેના સગા વહાલાને ભેટયા પછી પોતે સાથે જે પાન બીડાં તથા કલગી તથા પાણી લાવ્યા હતા, તે સર્વેને વહેચ્યાઅનેપછીથીજાન લઇ ને પોતાના ઘર તરફ આવ્યાં અને જેવો વરઘોડો નગીનલાલ ના ઘર આગલ આવી પહોંચ્યો કે તરતજ મોતીએ પોતાના ત્રીજા માલના જરૂખામાંથી પોતાના સ્વામીને જોઈને નીચે પ્ર માણે બોલી.

**મોતી**—

**કાહરવો.**

પ્યારા મોરાજાન, હોંગી કુરબાન, તેરી સુરતપર—પ્યારા.

કમરીપર દોશીગર, ખાંધે પે બંદુક;
બાર બરસકી મુસાફરીમે કયા લાયા સંદુક—પ્યાર.
લાલ પીલે જામા પહેના, પગરી ચકરીદાર;
ઘરે ઘોડેપર ચાલ્યા આવે, ઓ પ્યારાં હુશીયાર—પ્યારા.

એટલું થયા પછી ગુલાબદાસને ઘોડાપરથી ઉતરેછે અને સાસુ પોંકવા આવેછે તે ઘડીએ ગુલાબદાસના તરફની બધી સ્ત્રીઓ ગાયછે.

સ્ત્રીઓ—( ગુલાબદાના તરફની )

ગીત ૧

હલવે હલવે પુંખરે, મોટા તે પા;
બાલાવરને વાગેછે સાઠી ચોખા.
રવઈયોરે રવઈયો, વર પોંખે તે ભવઈઓ;
અલ્યાડીરે અલ્યાડી, વર પોંખે તે બીલાડી.

સ્ત્રીઓ—( ગુલાબદાસ તરફની )

ગીત ૨

ડંકો વાગ્યો ને લશ્કર ઉડયું ઝરમરીયા ઝાલા
આવીછે કંચનપુરની જાનરે ઝરમરીયા ઝાલા
ઘેર્યુંછે ચંપાવતી ગામરે ઝરમરીયા ઝાલા

સ્ત્રીઓ—( ગુલાબદાસ તરફની )

ગીત ૩

એને છાપરે નથી વાંસવલી, એના ઘરમાં નથી કોઈ ધારધણી
અમારી જાનમાં આવ્યા હબસીરે, વેવણ હબશી દેખીને લબશીરે
અમારી જાનમાં આવ્યા સીંધીરે, વેવણ સીંધી દેખીને બીધીરે

વર રાજાને પોંકયા પછી સાસુ તેને ચોરીમાં બેસાડેછે તે વખતે બ્રાહમણો જાત જાતના શ્લોક બોલેછે તથા વાજીંત્ર વાજી રહયાંછે. એટલામાં મોતીને પણ ચોરીમાં બેસાડેછે; તે ઘ

ડીએ એક તરફ ભુંગલભટ, દક્ષણારામ, ત્રીપુણાશંકર, બોખ બો પંડયો તથા બીજી તરફ લટેશ્વરભટ, ખબર પંડયો, ઢોંગી ભટ વારાફરતી શ્લોક બોલેછે.

દલપ-તરામ—જે વધારે જોરથી બુમ પાડીને ભણશે તેને શેઠ ઇનામ આપશે.

(આ સાંભળીને ખુબ બુમો પાડીને બ્રાહ્મણો ભણવા લાગ્યા.)

લાડુભટ વીગરે—" કન્યાછે અતિસુંદરી ગુણભરી, હોટે પીપુષ્પે ભરી,નેત્રે ચંચલબાણપંચલહરીકેડેછે ખરીકેશરી, દાંતે દાડમની કળી શશી મુખી, છે રૂપા વંતીસુંદરી, એવા બોલ સુબોલ શ્રી ગુજરની, કુર્વં સદા મંગળ.આચાર્ય સાવધાન, વરકન્યા સાવધાન, કાળીગાંઠી સાવધાન પળ ૪૫ નોઅંતર સમય.

આવી રીતે બીજી તરફના તથા પેહેલી તરફેણ વાલા સવાલ જવાબ કરેછે.

કુઠીઆ મહારાજ વિગેરે—હોમારી કમલાલયા કમલજા કામેશ્વરી કાલિકા, કલ્યાણી કલી કલ્પ આપ ક રણી, કારુણ્ય કલ્લોલિણી, વંદી વિહલ સુત ક વિ પ્રતિદિન, કુર્યા સદા મંગલં. આચાર્ય સાવ ધાન, કાળીગાંઠી સાવધાન, વરકન્યા સાવધાન, પળ ૫ નો અંતર સમય.

(આવી રીતે ઘણાક શ્લોક બોલી રહયા પછી વર તથા વહુ ક સાર ખાવાને બેઠા ત્યાર પછી પરણી ઉઠયા, ને વરઘોડો ઉપલા વીને ઘેર તરફ ચાલ્યા.)

—:o+ ‡o‡ +o:—

## પ્રવેશ ૩ જો.

સ્થલ, (કંચનપુરીમાં)નારણદાસનું ઘર.

નારણદાસ, માણેકબાઈ, દલપતરામ, રામો.

**નારણદાસ**—(માણેકબાઈને) હે પ્યારી હવે આપણે માજન જમાડવું પડશે, માટે તારી મરજી કેમછે.

**માણેકબાઇ**—માજન જમાડીને શું કરવું છે; આપણા બાપ દાદાની આબરૂ સઉ જાણેછે. નાત કરીને બેસી-રહીએ તો સારૂં.

**નારણદાસ**—તું શું સમજે, આપણી આબરૂ પરમાણે માજન કરયા વગર ચાલેજ નહીં.

**માણેકબાઈ**—કરો ત્યારે તમારી મરજી, હું જાણું છું કે તમે તમારૂં ધારયુ કરવાનાછો.

**નારણદાસ**—વારૂ ? વરાનો સામાન તો તૈયાર છે કે નહીં.

**માણેકબાઈ**—સામાન તો તૈયારછે પણ તમારે શું જમણ કરવું છે ?

**નારણદાસ**—મારો વિચાર પકવાન કરવાનોછે.

**માણેકબાઈ**—તમારી મરજી.

**નારણદાસ**—આપણા ચાકર રામાને મોકલો, કે તે દલપતરામને તેડી લાવે.

**(રામાને મોકલેછે રામો દલપતરામને તેડીને આવેછે)**

**નારણદાસ**—કેમછે દલપતરામ આવી પહોંચ્યા.

**દલપતરામ**—હા શેઠ, કંઇ હુકમ.

**નારણદાસ**—હવે આપણે માજન જમાડવું છે, તેમાં મુખ્ય જમણ પકવાન કરવું છે; તમે જઇને સુખડીયા ને તેડી લાવો.

**દલપતરામ**—જેવી આપની આજ્ઞા, હવે હું જાઉછું અને સુખડીયાને આપણા મોંહ આગલ લાવીને ઉભો કરૂંછું.

( દલપ-તરામ જઈને સુખડીયાને તેડી લાવ્યા પછી નારણદાસ

તેને સઘલો સામાન આપી તરેહ તરેહના પકવાન કરવાનો હુકમ કીધો, અને સુખડીઆએ પકવાન કરવાનું કામ જારી કીધુ.) આવી રીતે પકવાન બે દીવસમા તૈયાર થઈ રહયું અને ત્રીજે દહાડે માજન જમ્યું તેમાં શેઠને ઘણો જશ મલ્યો.

——:o+ ‡o‡ +o:——

## પ્રવેશ ૪ થો.

### સ્થલ ચંપાનગરીની વાડી.

મોતી આ વાડીની અંદર ફાગણમાસની એક રળીયામણી સવારે વસંત રૂતુ પોતાના ખરા બહારથી ખીલી રહી હતી; સુર્યનારાયણનો રથ ક્ષિતીજની પાસે આવી ચુકયો હતો, અને વાડીના વૃક્ષો પોતના મસ્તક નમાવી રહયા હતા, આસપાસના ખેતરોમાં ખેડુતો પોત પોતાને કામે વલગી રહયા હતા, તથા બલદો, ગાયો કુમળી વયના વાછરડા અને બકરાં ગેલ કરતાં બાણોમાં ભટકતાં હતાં, અને હરણો તથા સસલા પોતાના ખોરાકની સોધમાં મસ્તીથી કુદતાં તથા ફાલો મારતાં ચાલ્યા જતાં હતાં, ખેતરોમાં તથા ફણુસનાવૃક્ષો ઉપર ચડી ખેડુતો અને ગોવાળીયાના છોકરાઓએ મોટા પણ મધુર સ્વરથી દુહા બોલી જંગલને ગજવી મુકયું હતુ, અને તેની સાથે વખતે વખતે જંગલીપાવાનો મનહર સુર પણ કાને પડતાં હતાં, આસપાસ જગે જગે આંબા, આંબલી, આસોપાલવ, લીમડા, વડ, પીપલા વગેરે ઝાડો પવનના સુસવાટાથી જોકકાં ખાઈ રહયા હતાં, વાડી માંહે નાના પ્રકારના ફલ, તથા ફુલના છોડના કીતા સોભતા હતા, ચાલવાના રસ્તાની બેઉ બાજુએ સોપારીના ઝાડની લેહેર લાગીરહી હતી, અને તેની પાસે નારંગી, કમરક, લીંબુ વગેરે ફલના ઝાડ ભારથી ઝુકી જઈ પોતાની માતા પૃથ્વીને ચુંબન કરતા હતા, જગે જગે ગુલાબ, ચંપા, ચંમેલી,

જાઈ, જુઈ, સાહેલી, મોગરો વગેરે ખુશનુમાં ફુલો પોતાની ખ રી જુવાની બહારથી ખીલી પવનની મંદલહેરની સાથે આખી વાડીમાં મધુર પવન ફેલાવી રહયા હતા; અને કોઈ કોઈ વખ તે ઝાડીમાં ભરાયલી કોયલના ટહુકા કાને પડતા હતા. મોરના ટહુકાની મીઠી તથા ગંભીર ગર્જના, બુલબુલ પક્ષીનું મધુર ગા યન આશપાશના ઉડતા કાગડાના કઠોર કાકા, અને બીજા નાના પ્રકારના પક્ષીઓના તીક્ષણ સ્વરો સર્વ મળી એક આનંદી ગુંજાર થઈ રહયો હતો, એવામાં મોતી આસોપાલવના વૃક્ષ નજે વીચારમાં ઉભેલી અને ચીંતામાં લીન થઈ ગયેલી દેખાતી હતી, અને નીચે પ્રમાણે તેના મનમાં એક પછી એક તુરંગના મોજા ચાલ્યા આવતા હતા.

મોતી—( મનમાં )હે શ્રીકૃષ્ણ, હે પ્રભુ, હે રામ, આ તારો શો ગજબ! મેં પેલા જન્મમાં શું પાપ કરયું હશે! કે તેનું આ ફલ! આટલા સુખની સાથે આ ચ પા, ચંબેલી તેમો તો વસંતરૂતુના પ્રફુલીત વાયુ થી ખીલી હસી હસી મહારી મશ્કરી કરતા જ જણાવોછો.

( મોતી આવી રીતે શોક કીધા પછી ઘેર જઈને વીચાર કરીને પોતાના સ્વામીને આણું કરવાને કાગલ લખ્યો.)

—:o—:o:—:o:—

## પ્રવેશ ૫ મો.

### સ્થલ, ગુલાબદાસનું દિવાનખાનું.

ગુલાબદાસ, રામો, તથા ટપાલ વાલો.

ગુલાબદાસ સવારના પહોરમાં દાતણ કરતો હતો એટલામાં રામો આવ્યો.

રામો—( ગુલાબદાસને ) સલામ સાહેબ, કાગલ લઈને ટપાલ

વાળો સીપાઇ આવ્યોછે; જો આપણી મરજી હે,
ય તો હુ તેને આપણા મોં આગલ હાજર કરૂં.

ગુલાબદાસ—( મનમાં મોતીનો કાગલ આવ્યો હશે એમ ધારીને )કયાંછે? જાઓ જઈને તેને અહીં મોકલી દો.

(રામો જાયછે ને મોકલીદછે.)

ટપાલવાલો—સલામ સાહેબ? આપકા નામ ગુલાબદાસ હે?

ગુલાબદાસ—હા મેરાનામ ગુલાબદાસ હે.

ટપાલવાલો—એ રજીસ્ટર કાગજ આયા હે સો મહેરબાની કરકે ઈસમે સાહી કરદો. ( એ રજીસ્ટર કાગલ માં ગુલાબદાસે સહી કરી એટલે તે જાયછે.)

(કાગલ ફોડીને વાંચેછે.)

" અચલ પ્રેમસાગર સુભેચ્છક તીરથ ૩૫ "

પુજ્ય નીક સ્વામીનાથ.

" પ્રિય સ્વામીનાથ તમારી તરફથી એકાદ પણ કાગલ'
'આવ્યો નથી તેથી હું ઘણી દીલગીરછું. માટે હે પ્યારા જેમ બ'
'નેતેમમુજસરખીદાસીઉપર એકકાગલ લખી દીલાશોઆપશોએ'
'વી આશાછે. બીજું હે પ્યારા, મારી સાહેલીઓ પોતાના સ્વામી'
'ને ત્યાં જઇને સંસારનો લાહાવો લેછે, તે જોઇ મારૂં રહદય ઘ'
'ણું દુ:ખ પામેછે. માટે હે પ્યારા જેમ બને તેમ મુજ સરખી'
'ગરીબ દાસીને તારા ચરણ તલે તેડાવી લે."

ગ.બી.

( સખી આઇરે ઉમટ ધુમટ ઘરઆઇ.)

મારા પ્યારારે હેત કરીને તેડાવો, મારા લાડ તે પુરા પડાવો;
દયા આણીરે મશે કરીને બોલાવો, મારા મનના મનોરથ પુરાવો.

ઝુલ.

નીજ દાસીની કાંઇ દયા આણોરે, પ્યારા પોતાની કરી જાણોરે;
મારા તનના તાપ વીડારોરે, ગુણવંતારે પ્રાણ પ્રીયતું અમારો.
મારા મનના.
તમે જાણોરે મારી વીગત વીસ્તારી, હું છઉ તમારી પ્યારી;
આવો ન મનમાંરે મુજ સરખી તો દાસી, ખરી છઉ તમારી વહાલી.

**ઝુલ.**

કાગલ લખતા નથીતે નઠારૂરે, મારૂ કાલજડુ કેમ બાલુંરે;
મારો કામ તે કઇપેરે ઝાલુરે, રસીયાજીરે મન ઘણું રીઝાવો.
મારા મનના.

આ કાગલનો સાર પોતાના મહેતા દલપતરામને બોલાવીને કહેછે, અને દલપતરામ જઇને પોતાના શેઠ શેઠાણી બેઠાછે ત્યાં જઇને કહેછે. તે પરથી વીચાર કરીને શેઠે શારૂ મહુરત પુછાવી આણુ કરવા ગાડી લઇને કંચનપુરીથી ચંપાનગરીમાં મોકલ્યો.

——:o+ ‡o‡ +o:——

## પ્રવેશ ૬ થો.

### સ્થલ નગીનલાલનુ ઘર.

નગીનલાલ, શીવલક્ષ્મી, મોતી, તથા એની સાહેલીઓ, કેશવલાલ, અને પાછલથી દલપતરામ.

નગીનલાલ પોતાના દીવાનખાનામાં બેઠાછે એટલામાં દલપતરામ આવે છે.

**દલપતરામ**—શેઠ સાહેબ, સલામ.

**નગીનલાલ**—આવો.

**દલપતરામ**—શેઠ સાહેબ મારા શેઠે આ ગાડી તથા કાગલ લઇને મોકલ્યો.

**( નગીનલાલ કાગલ વાંચ્યા પછી વીચા કરીને. )**

નગીનલાલ—મોતીની મા સાંભલેછે કે.

શીવલક્ષ્મી—શું છે શેઠ.

નગીનલાલ—આપણી મોતીને સાસરેથી આ તેડવા આવ્યો.

શીવલક્ષ્મી—આજે મહુરત સારૂં છે.

નગીનલાલ—તે લોકોએ મહુરત જોઇને મોકલ્યોછે.

શીવલક્ષ્મી—મોકલો ત્યારે.

( શીવલક્ષ્મી ઘરમાં જઇને મોતીને લુગડા ખુધડા બં ધાવી કરીને વીદાય કરેછે તે વખતે. )

નગીનલાલ—( આંખમાં ઝલ ઝલીયાં સહીત મોતીને ) મારી લાડકી, મેં તને મારા કાલજા આગલથી કદી ખસેડી નથી પણ શું કરૂ ? જોકે આ દીવસ ઘણોછે, પણ મને આજ અન્ન પાણી ઝેર જેવા થઇ પડશે; માટે આજ તને મોકલવાને મારો જીવ જરા પણ ચાલતો નથી પણ શું કરૂં ? પણ એન સંસારની રીતે મોકલ્યા બાકી ચાલે જ નહી. પણ બહેન તું કાગલ લખવામાં જરા પણ આલશ રાખીશનહી. હું જાણુંછું કે તું ચતુર છું. તને જરાપણ કહેવું પડે એવું નથી;પણ મારો ધર્મછે કે તને શીખામણ દેવી. મારી લાડકી તું ત્યાં સદા શોભાગ્યવંતી થા. અમારો અંતઃકરણ પુરવક આશીરવાદછે, બહેન તને જે ઘડીએ ત્યાં ના ગમે કે તરતજ મને પત્ર લખજે; હું તને વાર ના લગાડતા ગાડી મોકલીશ. વલી આપણી તરફની ત્યારે કશી પણ ફીકર ચીંતા કરવી નહી. જેવો તું મારા પર વહાલ રાખેછે, તેવુંજ તારા સાસુ, સસરા તથા સ્વામી ઉપર રાખજે, અને ત્યાં તું સદા કુશલ અને હેવાતનવાલી ર

છે, એવી મારી પ્રભુને વીનંતીછે (નગીનલાલ ધ્રુોજ ગલગલીત થઇ જવાથી બોલી શકતો નથી)

**શીવલક્ષ્મી—**

### આર્યા.

ઘડી તે પછી ત્યાંહી, વર કન્યાને વલાવવા ટાણે,
જાશે પુત્રી જાણી, શીવલક્ષ્મી આંસુ આંખે આણે.
જન્મ થતા જાળવતી, પાસ રાખિ પચ પાઇ ઉછેરે;
દુર કરતાં તને, કેમ વિરહ દુઃખ ધરે ન માતેરે.
વલતી ખોળે લાધી, છેટેથી બોલાવી નિજ બેટી;
જન સરવેના જોતાં, આપે સારી શીખામણ ભેટી.

( આટલું થયા પછી તેની સાહેલીઓ પાલી નંદી તથા ઉજમ તેને નીચે પ્રમાણે શીખામણ આપેછે. )

**નંદી, પાલી, ઉજમ—**

### ગરબી.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને. )

પતીને વશતું સારી રીતે કરજે,
જાતાં પ્યારી સાસરીયાંની વાટજો;
આડુ અવલુંરે અવલોકીશતું નહી,
ગુણ બેની આલસ મેલી ધાટજો. પતીને ૧
મંતર જંત્રરે બેની જુઠા જાણજે,
ફરીશ નહી પર ફળીયાની તું વાટજો;
કંથ કહેરે તેતું વહેલા કરજે,
જેમ ઇજત વધે તેમતું કરજે ધાટજો. પતીને ૨
બેન મરયાદારે માનવીનીતું ધરજે,
ઇશ્વર ભજજે આણી અંતર વાલજો;
પ્રતિ વૃતારે વૃત બેનતું આદરજે,
વાલા કરજે ગોપી ગીરધરલાલજો. પતીને ૩

બેન નણદીથીરે નેહ ઘણો તું કરજે,
તે કહે તેમતું કરજે એની સંગજો;
આંખડલી આગલથી હરી નવ મુકતી,
ઇશ્વરથી ડરીયે પ્યારી અંગજો. પતીને ૪

લોકો અપયશરે બોલે તે તું સાંકજે,
ભર્થાર વગર રાખજે તું ભેખજો;
કુલની કીર્તીરે વધારજે તું બેનડી,
અંગ મહિથી ઉપની રંગની રેખજો પતીને ૫

દેવ ઉચ્છાથી કોક નડે તે સાંકજે,
અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો;
લોભ, માયા, મત્સર તે તું તજજે,
હેત હતું તે આવ્યું હૈયાની હોઠજો. પતીને ૬

સીતા મીરાબાઇના જેવી તું થજે,
સૃષ્ટીમાં નીપજજે સતીની જાતજો;
સાહેલીયોનીરે શીખામણ તું માનજે,
કહેવાઇશ નાર અમુલ્યની જાતજો. પતીને ૭

( આટલું થયા પછી એની મા પાછી આવીને નીચે પ્રમાણે પોતાની છોકરી મોતીને શીખામણ દેછે. )

શીવલક્ષ્મી—

### ચોપાઇ.

સાસુ સસરાની સજજેરે સેવા, ગણજે સસરાને પીતા જેવા;
સર્વેના મન અનુસરીયે, ઘરડાની શીક્ષા સંઘરિયે.

કથન કાંઇ તુજને કહયેનાથ, શુણજે તે આદરની સાથ;
નાથને નિત્ય સવારે નમીએ, તેના જમતા પહેલાં નવ જમીએ.

ક્રોધી થઇ જાય કદીજો કાંત, શબ્દ મધુરા કહી કરજે શાંત;
જો પતિ કદી જાય પરદેશ, તો નવ શણગારીશ તું વપુવેશ.

સ્વામીની સાચવજે તું મરજી, તે સારૂ પ્રભુએ તુજને સરજી;
નિરમળ જળે નિત્ય નાઇ ધોઇ, કરજે વર સારૂ સારી રસોઇ.

નકામા કોઇ હામે નવ ઠરીએ, સુનુ ઘર મુકી નવ સંચરીયે;
બેટીને બેટી કહે માડી, લાખેણી થઇનેરહેજે લાડી.

કેશવલાલ—

ભુજંગીછંદ.

જુઓ જાનકી માતને તાત છોડી. પતીસંગ પ્રેમે ડીપુરી પ્રીતજોડી;
મહાવનમાં રામ સાથે સીધાવી, તેમ એન તું નાથ લેજે રીઝાવી.

વળી વદ્રભી રાજ મુકી પિતાનું, વિસારી દીધેથી મહા હેતમાનું;
પતી સંગ ચાલી પુરો પ્યાર લાવી. તેમ એનતું નાથ લેજે રીઝાવી.

બિજી પાંડવી સાંચરી નાથસાથે, ખમ્યા નાથ તેડે મહા દુઃખમાથે;
સતી કોણ એનાસમી આજ થાવી તેમ એનતું નાથ લેજે રીઝાવી.

(માટે એન તું ત્યાં જઇ સતી થઇ તારા પ્રાણનાથની સેવા કરજે.)

(આવી શીખામણ આપી વીદાય કરેછે, અને ચાર ગાઉ ઉપર કંચનપુરીછે ત્યાં આગલ આવી પહોંચ્યા અને ગાડીમાંથી. ઉતરી કે તરતજ એની સાસુ માણેકબાઇ તથા બીજી પડોશવાલી સ્ત્રીઓ સામી આવી પહોચી; મોતી ગાડીમાંથી ઉતરીને પોતાની ગાંસડી પોતાના ચાકરના હાથમાં આપીને પોતાની સાસુ વીગેરેને આવીને પગે લાગી, અને ઘરમાં પેઠી કે તરતજ પોતાના સ્વામી ગુલાબદાસને દીઠો અને તેને આંખ અણસારાથી નમન કર્યું.)

———:o+ ‡o‡ +o:———

## પ્રવેશ ૭ મો.

### સ્થલ મોતીનો ઓરડો.

મોતી, ગુલાબદાસ.

**મોતી**—(ગુલાબદાસ આવ્યો) એટલે વંદન કરી તેના પાસે જાયછે અને ભેટી પડેછે) પ્રાણનાથ, તમે મને ઘણે દીવસે મલ્યા; પ્રાણપતી મારા અંતઃકરણ પુરવક હું આપને મારા પ્રાણપતી અને પ્રાણરક્ષક જાણું છું, આપના વિના મને આ સંસાર બધો મીથ્યાછે, આપના વિના મારો આ દેહ પણ કશા કામનો નથી, આપના વિના મારો આ શણગાર પણ કશા કામનો નથી, આપ મારા શીરછત્રછો આપનાથી મારે સર્વે પ્રકારે રૂડાવાનાછે.

**ગુલાબદાસ**—હે પ્યારી મારૂં તને તેડાવવા ઉપર ઘણુ મન હતું, તારો એક પણ કાગલ હું આવવા દેત નહીં તે પહેલા તને તેડાવી લેત, પણ શું કરૂં મારે મારા મા બાપની લાજ શરમ રાખવી જોઇએ તે છતાં પણ મારા ગુમાસ્તા દલપતરામની જોડે મારા બાપ જાણે કે મેં નહીં કહાવ્યું હોય એવી રીતે કહેવડાવ્યું.

**મોતી**—હે પ્રાણ પ્યારા હવે ઘણી રાત વીતી ગઇ અને મને ઘણો કામ ઉત્પન્ન થયોછે માટે ચાલો હેવે આપણે સુઇ જઇએ, અને સંભોગ કરીએ ( બંને જણા ભેટીને સુઇજાયછે) સંભોગ કરી રહયા પછી મોતી ઉંઘતી નથી અને ગુલાબદાસના પગ પોતાના ખોલામાં લઇ પગ ચંપી કરયા કરેછે; આવી રીતે થોડો વખત ગુજારયા પછી ગુલાબદાસ જાગી ઉઠેછે.

**ગુલાબદાસ**—હે પ્યારી હજુ સુધી તું જાગ્યા કરેછે ચાલ સુઇજા.

**મોતી**—પ્યારા મેં આટલા બધા દીવસ સુઈ સુઇનેજ ગુજારયાછે; પણ આવો આનંદનો દીવસ મને મલ્યો નથી અને તેથી કરીને મને જરાપણ ઉંઘ આવતી નથી.

**ગુલાબદાસ**—

### ઝંઝોટી.

નથી કેમ સુતીરે, પલંગપર સુઇજા. ટેક.
રાત વીતી હવે વહાણું વાસે જાગવાથી પીડાશે તારા ભેજારે. નથી.
તલાઇ તકીયા, ગાલ મસુરીયાં પ્રભુ સુતેઆણી દીધાં ઝાઝારે. નથી.

મોતી પોતાના સ્વામીની આવી આજ્ઞાથી અને આગ્રહથી સુઇ જાયછે.

મોતી મલસકામાં ઉઠી દાતણ પાણી કરી નાહી ધોઇને રસોઇ કરેછે, અને રસોઇ કરી રહી કે તરતજ ગુલાબદાસ ઉઠયો હતો તેને વાસતે પાણીનો લોટો તથા દાતણ મુકી આવેછે, અને ગુલાબદાસ દાતણ કરી રહયો ત્યાર પછી તેને ઉના ઉના પાણીથી ખુબ ચોળીને નહવડાવેછે, ત્યાર પછી પોતાના સ્વામીને બો

જન કરાવેછે, અને પોતે તેની ખાધેલી થાલીની અંદર ભોજન કરેછે, અને પોતાની સાસુ તથા નણદ વીગેરેને જરા પણ કામ કરવા દેતી નથી; આવી રીતે પોતે ધણી ધણીઆણી આનંદમાં સુખ ચેનથી દીવસ ગુજારેછે.

**પ્રગતકર્તા—**

આ પુસ્તકની પુરણા હુતીમાં મારી નમૃતા પુરવક એટલીજ વીનંતીછે કે મે. જે બધું રચ્યું તે પર મારા આર્યભાઇઓએ લક્ષ આપી તથા પોતાને જે કાંઇ મારી વીરૂધ કહેવું હોય તે કહી પોતાનો વહેમ દુર કરી એવા સજોડા શોધો કે જેથી કરીને વર કન્યાને સુખ થાય. મારી બીજી કહેવાની અરજએછે જે પુરૂષ સ્ત્રી કરતા ઓછામાં ઓછા ૪ વર્ષે મોટો હોવો જોઇએ; તથા ભણેલો, અકકલવાન, ડાહ્યો તથા ગુણવાન પુરૂષને, પોતાની પુત્રી દેવી જોઇએ. હે આર્યભાઇઓ આપણા લોકો કુલ, તથા આબરૂ તથા પૈસો જોઇને છોકરી દેછે, પણ પૈસો કાંઇ જન્મારા સુધી ચાલવાનો નથી; તેમજ આબરૂ પણ રહેવાની નથી; માટે હે આર્યભાઇઓ ઉપર લખેલા ગુણો (વિદ્યા ચતુરાઇ, અકલ, ડહાપણ તથા ચંચલતાઇ) જોઇને વીવા કરવો. તેમજ કોઇ બુઢો હોય ને તેને છોકરી દેવી તે ખરાબછે, કારણકે આપણા લોકો પૈસાની લાલચે છોકરીને દુ:ખરૂપી દરીયામાં ઝબોલેછે. પુરૂષમાં જે ગુણો હોયછે તેમાં સંદગુણ મોટોછે તે વીશે લોરડ બેકન પંડીત કહેછે કે:—

"Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed for prosperity doth best discover vice, but adversity doth best discover virtue."

LORD BACON.

અર્થ:—"સદગુણછે તે અમુલ્ય સુગંધિ જેવાછે; જ્યારે સલગાવવામાં આવેછે કે કચરવામાં આવેછે ત્યારે તેઓ અતી સુગંધ પામેછે; કેમકે સંપતિ દુરગુણને સારી રીતે દેખાડેછે પણ વિપત્તિ સદગુણને સારી રીતે દેખાડેછે."

માટે હે આર્યભાઇઓ સદગુણવાળા માણસને પુત્રીદેજો.

આર્યભાઇઓ હું આ ભાષણ કરત નહીં; પણ આપણા દેશમાં ઉપર લખેલી (આબરૂ, કુલ, તથા પૈસાદાર વર જોવાની ) રીતછે તે પ્રમાણે ચાલશો નહીં સરવ આર્યભાઇઓ બીજા દેશી ભાઇઓને એ દુઃખ રૂપી દરીયાથી દુર રહેવાને આવી શીખામણ દેશો; એવી મને સપુરણ આશાછે.' તથાસ્તુ."

( પછી શ્રોતા જનો પ્રગટ કર્તાની અતિ અસર, સુબોધક, લોકોપયોગી, અને મનોરંજક ભાષણોથી પીગળી જઇ તથા સાનંદાશ્ચર્ય પામી ખુશાલી અને શાબાસી ની તાળીયો પાડેછે.)

( ફતેહ પોકારો ધમ ધમ એ રાગ. )

ન'ટકની સ[illegible] [illegible]ી થઇ, સાંભ[illegible] [illegible]સો કાન દઇ;
સારાં [illegible] મોત[illegible] સુખી થઇ, ગુલાબ [illegible]સની ફતે થઇ.

ભુલ ચુક હશે અહીં, માફ કરશો સર્વે સહી;
નજરે નજરે જુઓ ભાઇ, કેવીછે [illegible]તી સગાઇ.

હમે નથી કવીના જોડ, માટે ન કોઇ દેશો ખોડ;
ભુલ ચુક જે થઇ હશે, તે માફ આપથી થશે.



સન્નાડા સુખ દરસક

દ્વિતીય અંક

[illegible]

# શુધ્ધી પત્ર.

| પ્રષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૮ | છુટ | છુટે |
| ૬ | ૧૦ | દારરા | દાહરા |
| ૭ | ૧૧ | એસે | એસા |
| ૧૩ | ૧૨ | સ | સ્થળ |
| ૧૫ | ૨ | વહલા | વહાલા |
| ૧૬ | ૯ | તે | તા |
| ૨૨ | ૬ | તેપા | તાપા |
| ૨૮ | ૧૬ | વીચા | વીચાર |